# વૈષ્ણવોની શિક્ષાપત્રિ.

શ્રી દાદુપંથી સંત મહારાજ મોતીરામજીની
યોજેલી તે ડાહ્યાભાઇ નગીનદાસે
સુરત મિશન પ્રેસમાં છપાવી.

---

ઇ. સ. ૧૯૧૨.

---

સુરત.

ડાહ્યાભાઇ નગીનદાસને સારૂ
આઇરિશ મિશન છાપખાનામાં એચ. આર. સ્કોટે છાપી.

કિમ્મત ૧ આનો.

ॐतत्सत् जगत्पालक निर्गुण ब्रह्म नारायण.

नमामि शिरसा नित्यं गोविंदं परमं गुरुम्
सर्व शास्त्रार्थ तत्वज्ञं भक्तरामं तत: परम् ॥ १॥

नमस्कृत्य महादेवं विश्वव्यापिन मीश्वरम्
वक्ष्येऽहं बालबोधार्थं शिक्षापत्रीं शुभां कृतिम् ॥२॥

भक्तेर्मूलं तु सत्कर्म स्वेष्ट देवस्य पूजनम्
तन्मूलं सद्गुरु: प्रोक्त: तन्मूलं संगति: सताम् ॥३॥

संगत्या गुरु राप्येत गुरोर्मंत्रादि पूजनम्
पूजनाज्जायते भक्ति र्भक्त्या ज्ञान प्रजायते ॥४॥

विज्ञानं जायते ज्ञानात् परब्रह्म प्रकाशकम्
विज्ञानं च यदा जातं तदाभेदो निवर्तते ॥५॥

भेदे निवृत्ते सकले द्वंद्व दु:ख विहीनता
द्वंद्व दु:ख विहीनस्तु शिवरूपो भवत्यसौ ॥६॥

# વૈષ્ણવોને શિક્ષાપત્રિ.

---

પોતાના ઇષ્ટ દેવની પૂજા સ્તુતિ આદિ સત્કર્મ ભક્તિનું મૂળ છે. અને તે સત્કર્મનું મૂળ સદ્ગુરૂ કહ્યા છે. સત્પુરૂષોનો સંગ એ ગુરૂની પ્રાપ્તિનું મૂળ છે. ગુરૂથકી મંત્ર પુજાદિકની પ્રાપ્તિ થાય છે. પૂજનથી ઇશ્વરની ભક્તિ ઉત્પન્ન થાય છે.

ભક્તિએ કરી જ્ઞાનની ઉત્પત્તિ થાય છે. જ્ઞાનથી અનુભવ ઉપજે છે, અનુભવે કરીને પરબ્રહ્મનો પ્રકાશ ને ભેદની નિવૃત્તિ થાય છે.

ભેદની નિવૃત્તિ થતાં રાગદ્વેષાદિ દ્વંદ્વ ધર્મોની નિવૃત્તિ થાય છે, અને રાગદ્વેષ રહિત પુરૂષ શિવરૂપ થાય છે.

## નિત્યકર્મ વિધિ.

બ્રાહ્મણ, ક્ષત્રિ, વૈશ્ય અને શૂદ્ર ચારે વિધિપૂર્વક નિત્યકર્મ કરે. પ્રાત:કાળમાં બ્રહ્મ મુહૂર્તમાં ઉઠી ગુરૂનું સ્મરણ કરે. ઇશ્વરનું સ્મરણ કરે. તીર્થોનું સ્મરણ કરે. શંકરનું, વિષ્ણુનું ધ્યાન ધરે. ઇશ્વરની સ્તુતિ કરે. પછી શૌચક્રિયા તથા દાતણ પાણી કરી નીચે મુજબ ઇશ્વરનાં નામ લઇ સ્નાન કરે.

| | |
|---|---|
| કેશવાયનમઃ | નારાયણાયનમઃ |
| ગોવિંદાયનમઃ | વિષ્ણુવેનમઃ |
| મધુસૂદનાયનમઃ | ત્રિવિક્રમાયનમઃ |
| વામનાયનમઃ | શ્રીધરાયનમઃ |
| પદ્મનાભાયનમ: | દામોદરાયનમઃ |
| સંકર્ષણાયનમઃ | વાસુદેવાયનમઃ |
| પ્રધુમ્નાયનમઃ | અનિરૂદ્ધાયનમ: |
| પુરષોત્તમાયનમઃ | નરસિંહાયનમઃ |
| અચ્યુતાયનમઃ | જનાર્દનાયનમઃ |
| ઉપેંદ્રાયનમ: | હરયેનમઃ |
| શ્રી કૃષ્ણાયનમઃ | માધવાયનમઃ |

## પાઠ.

ગોવિંદ ગોવિંદ હરે મુરારે ગોવિંદ ગોવિંદ મુકુંદ કૃષ્ણ,
ગોવિંદ ગોવિંદ રથાંગ પાણે ગોવિંદ ગોવિંદ નમો નમસ્તે॥. ૧

અપ્રમેય હરે વિષ્ણુ કૃષ્ણ દામોદર ચ્યુત,
ગોવિંદાનંત સર્વેશ વાસુદેવ નમો સ્તુતે ॥. ૨

નમો નમઃ કારણ વામનાય નારાયણાય, અમિત્ત વિક્રમાય
અમિત્ત વિક્રમાય શ્રી શારઙ્ગ ચક્રાબ્જગદાધરાય,
નમોસ્તુ તસ્મૈ પુરષોત્તમાય ॥. ૩

ત્વમેવ માતા ચ પિતા ત્વમેવ, ત્વમેવ બંધુશ્ચ સખા ત્વમેવ,
ત્વમેવ વિદ્યા દ્રવિણં ત્વમેવ, ત્વમેવ સર્વં મમ દેવ દેવ. ॥ ૪

યજ્ઞેશાચ્યુત ગોવિંદ માધવાનંત કેશવ,
કૃષ્ણં વિષ્ણો હૃષિ કેશ વાસુ દેવ નમોસ્તુતે ॥ ૫

નમઃ કૃષ્ણાય દેવાય બ્રહ્મણેનં તમૂર્તયે
યજ્ઞે શ્વરાય યો ગાય ત્વામહં શરણં ગતઃ ॥ ૬

કૃષ્ણાય વાસુદેવાય દેવકી નંદનાયચ
નંદ ગોપ કુમારાય ગોવિંદાય નમો નમઃ ॥ ૭

નમઃ પરમ કલ્યાણ નમસ્તે વિશ્વભાવન
વાસુ દેવાય શાંતાય યદૂનામ્ પતયે નમઃ ॥ ૮

નમો બ્રહ્મણ્ય દેવાય ગો બ્રાહ્મણ હિતાયચ
જગદ્ધિ તાય કૃષ્ણાય ગોવિંદાય નમોનમઃ ॥ ૯

ગો કોટી દાનં ગ્રહણેષુ કાશી,
પ્રયાગ ગંગાયુત કલ્પ વાસ,
યજ્ઞાયુતં મેરૂ સુવર્ણ દાનમ્
ગોવિંદ નામ્ના નસમં ન તુલ્યમ્. ॥ ૧૦

## બાળશિક્ષા.

બાળકનું હૃદય પ્રથમ મણી જેવું શુદ્ધ ને કોમળ હોય છે જે કંઇ શીખવીએ તેનો તે અધિકારી છે. જેમ શુદ્ધ

ભૂમિમાં બી વાવીએ તે ઉગી આવે છે, તેમજ બાળકના હૃદયમાં જેવા સંસ્કાર પાડીએ તેવા પડે છે. જ્યારે માબાપ અને ગુરૂ બાળકને શુભ કર્મ કરતાં શીખવે છે ત્યારે બાળક આ લોક ને પરલોકમાં સુખ ને ભલાઇને પામે છે. માબાપ અને ગુરૂ પણ બાળકના શુભ કર્મના ભાગીદાર થાય છે. જ્યારે બાળક ભાગ્યહીન થઇને પાપ કરે છે, ત્યારે માબાપ અને ગુરૂ તેના પાપના ભાગીદાર થાય છે.

સંસારમાં આવી જીવે પોતાની બુદ્ધિની રક્ષા અવશ્ય કરવાની છે. તેને ખોટા સ્વભાવોથી બચાવવો, કેમકે ખોટા સ્વભાવે કરીનેજ બુદ્ધિનો નાશ થાય છે. સંસારમાં અતિ પ્રીતિ કરવાથી બુદ્ધિમાં ખોટા સ્વભાવ ઉપજે છે. ભોગોની તૃષ્ણા, કૃપણતા, ઇર્ષા, અભિમાન, પાખંડ, વેરભાવ એ ખોટા સ્વભાવ છે, અને એજ બુદ્ધિના નાશમાં હેતુ છે. માટે એમનાથી બુદ્ધિની રક્ષા કરવી.

નમ્રતા, સંયમ, ત્યાગ, ઇશ્વરનો ભય, ઇશ્વરમાં પ્રીતિ, ઇશ્વરની આજ્ઞા, સંતોષ, શાંતિ આદિ ઉત્તમ સ્વભાવે કરી બુદ્ધિની રક્ષા કરવી. નિંદા, જુઠું બોલવું, ચોરી કરવી, ખોટી દ્રષ્ટિ એ પાપ છે, તેનો ત્યાગ કરવો. બધી ઇંદ્રિયોનો સંયમ કરવો, સંત જનોની આજ્ઞા માનવી, વિદ્યા ભણવી, વિચાર કરવો, શુભ જીવિકા કરવી, એ શુભ કર્મ કરીને ઇંદ્રિયોને પવિત્ર કરવી.

પુરૂષ આત્મસુખ રહિત છે તેનું કારણ આ છે કે, એ પુરૂષ આત્મસુખના શુભ માર્ગમાં ચાલ્યોજ નથી ; ને શુભ માર્ગમાં ન ચાલવાનું કારણ આ છે કે, એ પુરૂષ શુભ માર્ગને જાણતો નથી, અથવા ચાલવાની શક્તિ નથી. શક્તિના અભાવનું કારણ ભોગોની વાસના છે. શુભ માર્ગના અજ્ઞાનનું કારણ આ છે કે તેણે સંત મહાત્માનાં વચન સાંભળ્યાં નથી, ને જો સાંભળ્યાં હશે તો સમજાયાં નથી એમ જાણો ; અથવા ભ્રમે કરીને અશુભ માર્ગમાં ચાલવાથી અથવા છળને પ્રાપ્ત થવાથી શુભ માર્ગમાં પ્રવૃત્તિ થતી નથી.

દાનમાં બે ગુણ રહ્યા છે. ૧ સંસારી લાભ. ૨ ધર્મ માર્ગમાં પ્રવૃત્તિ. ધનવાન પુરૂષ મોટાઇ પામે છે. ધને કરીને પોતાના શરીરની જીવીકા કરે છે. જેટલાં શુભ કર્મ છે તે બધાં શરીરનાં સંબંધથીજ થાય છે. અને જ્યારે જીવિકાની ચિંતા રહે છે ત્યારે ભજન, પાઠ, અભ્યાસ, કંઇ પણ થતું નથી. માટે ધનથી શરીરની શુભ જીવિકા સિદ્ધ થાય છે. શુભ જીવિકાથી હૃદયમાંના ખેદ નિવૃત્ત થાય છે. લોકની આશા નિવૃત્ત થાય છે. ભજનમાં ચિત્તની એકાગ્રતા દૃઢ થાય છે. ધને કરી ઘણાં પુણ્ય કામ થાય છે. મુમુક્ષુએ શુભ લક્ષણ વાળાની સંગતી કરવી.

એક મહાત્મા પુરૂષે કહ્યું છે કે, એક વરસ લગી ભજન કરીએ અને એક ઘડી મોક્ષનો વિચાર કરીએ તો વિચાર

ભજનથી ઉત્તમ છે. વિચાર કરવો એ બુદ્ધિમાન પુરૂષની ઉત્તમ અવસ્થા છે. મનુષ્ય વિચારની ઉત્તમતા સાંભળે છે, માને છે, પણ વિચારના અર્થને જાણુતો નથી. વિચારનું ફળ પ્રકાશ છે.

મનુષ્યની ઉત્પત્તિ અજ્ઞાનરૂપી અંધારામાં થઇ છે, માટે મનુષ્યને પ્રકાશની અપેક્ષા જરૂર રહે છે. અને જ્યારે વિચારરૂપી પ્રકાશે કરી મૂર્ખતારૂપી અંધારાનો નાશ કરે છે ત્યારે તે પોતાના ધર્મ સંબંધી કાર્ય કરવામાં સાવધાન રહે છે. મારે કરવા લાયક આ છે કે સંસારમાં આસક્ત ન થવું, પણ ધર્મ માર્ગમાં આસક્ત થવું. દેહમાં અભિમાન કરી બંધાવું તે કરતાં ઇશ્વરનું શરણ લેવું એ સુખરૂપ. આવું સમજવું એ વિચારરૂપ પ્રકાશ વગર સંભવે નહિ.

વિચારનો લાભ સર્વદા સુખદાયક છે ને ધર્મ માર્ગમાં નિરંતર સહાયક છે. દુઃખ વખતે ધીરજ રાખવી, નિષ્કામ ભજન, સર્વ જીવો સાથે કોમળ સ્વભાવ રાખવો, ઐક્યતા, ભરોસો, ઇશ્વરમાં પ્રેમ, સંતોષ, આદિ શુભ ગુણ વિચારથીજ પ્રાપ્ત થાય છે. વિચાર હૃદયમાં ઉત્પન્ન થાય છે.

ઇશ્વરનું શુદ્ધ સ્વરૂપ વિચારવા લાયક છે. ઇશ્વરના ગુણ, કારીગરીનો વિચાર કરવો. પણ જે અલ્પ બુદ્ધિના જીવો છે તેમના બુદ્ધિરૂપી નેત્રમંદ છે. માટે તે ઇશ્વરના સ્વરૂપનો

વિચાર કરી શકતા નથી. જે સત્પુરૂષ ઉત્તમ અવસ્થાને પામેલા છે તે રાત દિવસ ઇશ્વરના સ્વરૂપનો વિચાર કરે છે, જ્ઞાન પામે છે ને સંસાર બંધનથી મુક્ત થાય છે. જેણે ઇશ્વરને ઓળખ્યો છે તેજ ઇશ્વર ભજનમાં સાવધાન રહે છે. શુભનો ફેલાવ કરનાર ને અશુભને નિવૃત્ત કરવાવાળો મંગળ દેવ તેજ બ્રહ્મ. તેને જાણે તે શાંતિને પામે. જ્ઞાનમાં ને શુભ કર્મમાં દોરવનાર પરમાત્મા દેવને દયા, સંતોષ, પ્રેમ, શાસ્ત્રનો વિચાર એ ચાર સાધનવાળા આખા વિશ્વમાં વ્યાપી રહેલો દેખે છે. એજ અંતરયામી આત્મા. એ સ્વયં જ્યોતિને જે પુરૂષ જાણી જાય તે નિવૃત્ત થઇ જાય. જીવ, કામ, ક્રોધ, મોહરૂપી વાસનાથી સજ્જડ બંધાઇ જાય છે. સાચું વચન ને ઉત્તમ કરણી એ મનુષ્યની આ લોકમાં ને પરલોકમાં ઉત્તમ અવસ્થા છે.

જેમ કોઇ પરદેશી મનુષ્યની માર્ગમાં અલ્પ કાળ સ્થિતિ હોય તેવી માયાની સ્થિતિ ક્ષણિક છે. સંસારની આદમાં ઘોડીઉં છે ને અંતમાં સ્મશાન ભૂમી છે. એની વચમાં કેટલીક મજલ છે. દિવસ તે ગાઉ ને શ્વાસ એ માર્ગ છે. આ રીતે સર્વ જીવ મૃત્યુને વશ થાય છે. કોઇને જોજન ચાલવાનું, કોઇને અધિક બાકી રહ્યું છે. સર્વ મૃત્યુના મુખમાં આવેલા છે. તોપણ પોતાને અને માયાને સ્થિર માને છે. મારે સંસારમાંથી

જવુંજ નથી. આવું જાણી લાંબી આશા રાખીને અનેક કાર્યની ચિંતા કરે છે અને જાણતો નથી કે મારૂં આયુષ્ય ટુંકું છે.

મનુષ્ય જાણે છે કે મારી માયા મારી પાસે સદા રહેશે. પણ એ માયા દિનપ્રતિદીન એનાથી છેટે જાય છે. જેમ વૃક્ષની છાયા દેખવામાં જેમની તેમ આવે છે અને વિચારી જોઇએ તો તે ક્ષણ માત્ર સ્થિર રહેતી નથી. તેવી માયા જાણો. આયુષ્ય ને શરીર માયારૂપ છે. તમે એને છોડતા નથી પણ તમને એ સદાને માટે છોડે છે, માટે છળરૂપ છે. એ તમને સ્નેહ બતાવે છે, વિશ્વાસ કરાવે છે, આંધળા કરે છે, ને ઘાત કરે છે, માટે એ વિઘ્નરૂપ છે. ભોગના વિજોગનું દુઃખ મરણકાળમાં દૂર થતું નથી, ઉલટું વધે છે. જેની પાસે માયાની સામગ્રી થોડી તેને દુઃખ થોડું થાય છે. માયામાં પ્રીતિ મનુષ્યની સ્વભાવથીજ છે. જ્યારે તે માયીક કાર્ય કરવા લાગે ત્યારે તે કાર્ય તેને અત્યંત નાનું લાગે છે, પણ આખું આયુષ્ય પુરૂં થતાં પણ તે કાર્ય થતું નથી, અને કાર્યની આશા દિવસો દિવસ વધે છે, અને મનુષ્ય તૃપ્ત થતોજ નથી. જેમ કોઇ જળમાં પ્રવેશ કરે ત્યારે કોઇ પ્રકારે સૂકો રહે નહિ તેમજ માયાના વ્યવહારમાં નિર્લેપ રહેવું કઠણ છે. મનુષ્યની માયાના પદાર્થમાં જેટલી પ્રીતિ હોય છે, તેટલુંજ

દુ:ખ વધે છે. માટે ઇશ્વરમાં પ્રીતિ કરવી. જ્યારે પુરૂષ મરે છે ત્યારે સ્ત્રીપુત્રાદિક દૂર થાય છે ને એકલોજ જીવ જાય છે.

જેમ કોઇ ઘરમાં પરદેશી પુરૂષ આવે ત્યારે ઘરવાળા માણસ તેને ઉતરવાને સ્થાન આપે, રસોઇ કરવા ચાંદીનાં વાસણ આપે ને સુખી રાખે. તે પરદેશીઓમાં કોઇ બુદ્ધિમાન હોય તો જાય ત્યારે ઘરવાળાંને વાસણ પાછાં આપી દે. અને કોઇ મૂર્ખ હોય તો એમ સમજે કે આ વાસણ મને દઇ દીધાં છે. આવું જાણીને જાય ત્યારે વાસણ લઇ જાય.

ઘરવાળાંને ખબર પડે ત્યારે તે પાછળ દોડે ને તે પાછાં લઇ લે ને ઠપકો આપે. પછી તે મૂર્ખ પરદેશી શોકવાન ને દુ:ખી થાય છે, અને પશ્ચાત્તાપ કરે છે. તેમજ આ સંસાર પણ જીવરૂપી પરદેશીનું સ્થાન છે. અને જીવને માટે ઇશ્વરે સંસાર બનાવ્યો છે. માટે જે બુદ્ધિમાન છે તેજ પોતાનું કાર્ય કરી લઇ વાસનાથી બંધાયમાન થતો નથી; એટલે મુક્તજ છે. અને જે મૂર્ખ છે તે સંસારના પદાર્થોમાં, ભોગોમાં આસક્ત થઇને, પોતાના કાર્યથી રહીત થઇને સંસારની વાસનામાં બંધાયમાન રહે છે અને પછી વિજોગકાળમાં દુ:ખી થાય છે. એ સંસારી જીવ માયામાં એવા આસક્ત છે કે પરલોકને ભૂલી જાય છે.

એમાં એક દષ્ટાંત, સંસાર સમુદ્રમાં આશારૂપી એક ટાપુ આવ્યો ત્યારે વહાણવાળો વહાણને કિનારે રાખીને બધા માણસોને કહે છે કે સર્વ શરીરની શૌચાદિક ક્રિયા કરીને એક કલાકમાં પાછા આવો, વહાણ અગાડી જવાનું છે. સર્વ લોક ઉતરીને પોતપોતાની ક્રિયા કરવા લાગ્યા. તેમાં જે બુદ્ધિમાન હતા તે તો પોતાની ક્રિયા કરીને પાછા વહાણમાં આવી ખુલાસાથી બેસી ગયા. અને બીજા માણસો ટાપુ પર નાના પ્રકારનાં ફૂલ, પક્ષીનાં શબ્દ, નાના રંગના પથરા પડેલા જોઇ આશ્ચર્ય પામી તે ઉઠાવી પોટલા બાંધી વહાણ પર આવી સંકોચથી બેઠા. તેમનાથી જે પછી આવ્યા તેમને તો બેસવાની જગા પણ મળી નહી, તેથી માથે પોટલાં ને ઉભા રહ્યા, અને કહેવા લાગ્યા અમે બહુ મૂર્ખ છીએ. જુઓ આ બધા વહેલા આવ્યા તે મકતાસથી બેસી ગયા ને અમે દુઃખી થઇએ છીએ. એમ કહી તાપ કરવા લાગ્યા એટલામાં વહાણ ચાલી ગયું. વહાણવાળાએ બૂમો પણ પાડી, પણ કેટલાક હતા તે તો ટાપુ પરજ રહ્યા, અને નાના પ્રકારની રચના જોતા રહ્યા, તેમણે બૂમ સાંભળી નહી હવે જુઓ ભૂખે મરે છે, તૃષા લાગી છે, તો પણ અન્નજળ મળતું નથી. તેઓ ટાપુમાંજ દુઃખી થઇ મરણ પામ્યા.

જેઓ પ્રથમ આવી વહાણમાં બેઠા તે ઉત્તમ પુરૂષ છે, ને ટાપુમાં રહ્યા તે મૂર્ખ ને અધમ છે. કેમકે તેઓ પોતાને

ઇશ્વરને તથા પરલોકને ભૂલી ગયા, અને માયામાં બંધાયમાન થઇ નાશ પામ્યા. અને બીજા બે પ્રકારના ઢીલ કરીને આવ્યા તે વિશયી ને પામર પુરૂષ છે, કેમકે તેઓ ઇશ્વરને તથા પરલોકને માને છે પણ માયા ત્યાગી ન શક્યા, અને જગતના પદાર્થો એકઠા કરવારૂપી પોટલા ઉપાડતા રહ્યા ને દુઃખી થયા છે.

## શ્રી ભક્તરામજીનું જીવનચરિત્ર.

ગુરૂશ્રી ભક્તરામજી મહારાજ નર્મદા કિનારે ભરૂચ પાસે ઝાડેશ્વર ગામમાં વૈશ્ય કુળમાં જન્મ્યા. બાળપણથીજ એમને માતપિતા તથા ઇશ્વર ભક્તિમાં અત્યંત પ્રીતિહતી. મહાત્માના દર્શનની, શ્રવણની, સત્સંગની અભિલાશા એમના મનમાં નિરંતર રહેતી હતી. પરંતુ કોઇ મહાત્માનો સંગ ન મળે તેથી ઉદાસીન રહેતા. જ્યાં સુધી ગૃહસ્થાશ્રમમાં રહ્યા ત્યાં સુધી ગૃહસ્થાશ્રમના ધર્મ પાળતા. અતિથી આવે તેને અન્ન આપે, સેવા કરે. એમ કરતાં એમનો વૈરાગ્ય વધતો ગયો, એટલે આશ્રમ બદલવાની ઇચ્છા થઇ. ત્યારે મનમાં વિચાર કર્યો કે આ મનુષ્યદેહ અતિ ઉત્તમ છે માટે કોઇ ગુરૂનો આશરો લેવો, અને તેમની કૃપાથી જ્ઞાન મેળવી સ્વસ્વરૂપને જાણી સંસાર સાગરથી મુક્ત થાઉં તો સારૂં. આવો વિચાર કરી મહાત્મા શ્રી ગોવંદરામજીને મનમાં ગુરૂ માનીને ઘેરથી ચાલ્યા.

અને જ્યાં મહારાજ શ્રી હતા તે ગામ ગયા, અને શિષ્યની રીતિથી પ્રણામ કર્યા. અને સ્તુતિ કરી કે હે દિનાનાથ, આપ કૃપાળુ છો. મને ઉપદેશ દો; જ્ઞાન આપીને કલ્યાણ કરો. સંસારથી તપીને હું આપને શરણે આવ્યો છું. આવા જીજ્ઞાસાના વચન સાંભળીને મહારાજ શ્રી ગોવિંદરામજીના મનમાં દયા અધિક હોવાથી તરત રાજી થઇને ત્યાં દિક્ષા દીધી, ઉપદેશ કર્યો ને શિષ્ય કર્યો, અને એમનું નામ ભક્ત રામજી રાખ્યું. પછી વિધાભ્યાસ કરાવ્યો. અને વેદાંતશાસ્ત્રમાં વિદ્વાન કરીને કહ્યું, જાઓ તમારી મરજી હોય ત્યાં રહો. આ વચન આજ્ઞારૂપ માની આશીર્વાદ લઇને નર્મદા કિનારે ઝાડેશ્વર ગામ આવી મહાત્માઓ તથા બ્રહ્મચારી તથા નિરાશ્રિતો માટે એક આશ્રમ બંધાવ્યો. રામેશ્વર મહાદેવનું સ્થાપન કર્યું, અને અન્નક્ષેત્ર આશ્રમમાં ચાલુ કર્યું. વસ્ત્ર માગે તેને વસ્ત્ર આપે, પાત્ર ન હોય તેને પાત્ર આપે, વિધા આપે.

એમની દૃષ્ટિ અમ્રતમય હતી, બધાને દૃષ્ટિથી શાંત કરતા. ધર્મના ઉપદેશમાં તેઓ ઘણા કુશળ હતા. જ્યારે કથા કરે ત્યારે શીવની પેઠે શોભે અને સભામાં અમૃતની વૃષ્ટિ કરતા સર્વને સંતોષ પમાડતા. જ્ઞાન, વૈરાગ્ય, ઉપરામતા આ ત્રણ લક્ષણ તેમનામાં વાસ કરીને રહેલાં હતાં. ભૂખ્યાને અન્ન

પહેલું આપતા. એ મહાત્માએ ભારત ભૂમિ પર અવતાર લઇને આશ્ચર્યરૂપ પર ઉપકાર ને ધર્મ સંબંધી ભારે કામ સુરત જીલ્લામાં કર્યું છે તે એ કે બારડોલી તાલુકામાં કેટલાક સારા ગૃહસ્થો મુસલમાનોના જુલમથી તથા વૈષ્ણવ ધર્મના અજ્ઞાન હોવાથી તેમજ અભણ હતા તેથી મતીઆ ધર્મને માનતા હતા, તેમને તે છોડાવીને પાછા વૈષ્ણવ ધર્મમાં સ્થાપન કર્યા. સ્વધર્મનું અભિમાન કરાવ્યું. વૈદિક કર્મ કરાવ્યાં, દેવાલય બંધાવ્યાં, બ્રાહ્મણોમાં, તીર્થોમાં, મહાત્મામાં, વિદ્યામાં આસ્તિક બુદ્ધિ કરાવી. એ મહાત્મામાં બોધ કરવાની અપૂર્વ શક્તિ હતી. એ શક્તિ ઐશ્વરી હતી. પ્રથમ એ શક્તિનું પ્રતિબિંબ વરાડના દેશાઇ ભગવાનભાઇ પ્રેમભાઇ પટેલ, પરભુ રધા વગેરે ગૃહસ્થોના હૃદયમાં પડયું, ને પછી તે આખા સુરત જીલ્લામાં પ્રસર્યું.

એક દિવસ મહારાજ શ્રીમુખે સભામાં બોલ્યા કે હેસજ્જને મનુષ્યની ઉત્તમ કરણી એજ છે કે શરીરથકી શુભ કર્મ કરવાં ને ઇશ્વરને અર્પવાં, એટલે ઇશ્વર રાજી થાય. આવું કહી મહારાજશ્રી સભામાંથી ઉઠીને શ્રીરામેશ્વર મહાદેવના મંદીરમાં પૂજા કરવા ગયા અને સભામાં બેઠેલા સત્સંગીઓ મહારાજશ્રીના વચનામૃતનો વિચાર કરતાં કરતાં પોતપોતાના આશ્રમમાં ગયા. મહારાજશ્રીના બે શિષ્ય હતા, એકનું નામ મહાત્મા-

રામજી ને બીજાનું નામ ગોપાળદાસજી હતું. એ બેઉ ઉત્તમ અધિકારી ને ગુરૂભક્ત હતા. એક દિવસ મહારાજ શ્રી ભક્તરામજીએ બેઉ શિષ્યને પાસે બોલાવીને કહ્યું કે તમારે કંઇ ઉચ્છા છે? તમારા મનમાં કોઇ સંદેહ હોય તો બોલો. ત્યારે શિષ્યો હાથ જોડીને બોલ્યા, હે દેવ અમારૂં કલ્યાણ કરો. અમારે કોઇ પદાર્થની ઇચ્છા નથી, અમે કૃતાર્થ થયા છીએ. આ વચન સાંભળીને મહારાજશ્રીએ બેઉના મસ્તક પર હાથ મેલી આશીર્વાદ આપ્યો ને કહ્યું કે કલ્યાણ થાઓ. આ વચનામૃત કહીને બોલવું બંધ કર્યું અને શ્રીરામેશ્વર મહાદેવની સન્મુખ પદ્માસન મારીને દીર્ઘ સ્વરથી પ્રણવનો ઉચ્ચાર કરીને સંવત ૧૯૪૦ ની સાલમાં ફાગણ વદી ૭ ને દિવસે રાતના દસ વાગે શરીરનો ત્યાગ કરી વિદેહમોક્ષ થયા.

ધરજો ધરજો હૃદેમાં ધ્યાન હરીનું ધરજો રે
મનથી મારૂં તારૂં અભિમાન સદા પરહરજો રે.
હરિ સદ્‌ચિદ્દ આનંદ એક અખંડ અવિનાશી રે
પ્રભુ પુરણ બ્રહ્મ સ્વરૂપ સકળનો પ્રકાશી રે.
હરી હીરદેમાં રહે છે હજુર સદા એવું જાણી રે.
દેજો દ્વારે આવે તેને દાન દયા ઉર આણી રે.
ભક્ત આધિન છે ભગવાન કે ભવ દુ:ખ કાપે રે

આપે ધર્મ અર્થ ને કામ અખંડ સુખ આપે રે.
કરો સદ્દગુરૂ સંતોની સેવા કરથી તમે કરજો રે
મુખથી નિંદા ને જૂઠ વચન સદા પરહરજો રે.
કરજો સત્સંગ અને સંતોષ સદા શમ કરજો રે
તજી દુરજનકેરો સંગ તૃષ્ણા પરહરજો રે.
કરજો કર્મ સદા તમે શુભ કાયાથી કરજો રે
ચોરી જારી અને જંજાળ મનથી પરહરજો રે.
કરજો તીરથ વ્રતો ને તપ સદા તમે કરજો રે
લોભ લાલચ અને વળી લાંચ સદા પરહરજો રે.
કર જોડીને કહે છે મહારાજ મોતી મનમાંહી રે
ગુરૂ ગોવિંદ દેજો આશીશ વ્યાપે દુઃખ નાહી રે.

श्लोक.

जाड्यं धियोहराति सिञ्चाति वाणी सत्यं
मानोन्नतिं दिशाति पापमपा करोति ।
चेतःप्रसादयाति दिक्षुतनोति कीर्तिं
सत्संगाति कथय किंनकरोति पुंसाम् ॥

અર્થ—સતસંગતિ બુદ્ધિમાંની જડતા કાઢી નાખે છે, વાણીમાં સત્ય સીંચે છે, પોતા માટે ઉંચા વિચાર દર્શાવે છે, પાપ દૂર કરે છે, હૃદયને પ્રસન્ન કરે છે, દિશાઓમાં કીર્તિ ફેલાવે છે. કહો સત સમાગમ પુરૂષને શો લાભ ન પમાડે ?

## નામ મંત્ર.

એક ખેતરમાં કેટલાક ગોવાળીઆ ગાયો ચરાવવા ભેગા થતા હતા. પાસેના ખેતરમાં એક ભયંકર નાગ વસતો હતો. એક દિવસ ત્યાં થઇને કોઇ મહાત્મા જતા હતા, તે જોઇ બધા ગોવાળીઆ તેમની તરફ દોડતા આવી તેમને કહેવા લાગ્યા, સ્વામિ આ રસ્તે જાઓ તો ઠીક. પેલી તરફ એક મોટો ભયંકર નાગ વસે છે.

મહાત્મા બોલ્યા, તમે મને એ કહ્યું એ ઠીક કીધું. તમારો પાડ થયો. પણ મને તે નાગની કશી બીક લાગતી નથી. મને મંત્ર આવડે છે. તે લીધે મને કોઇને પણ ભય નથી. એવું બોલી તે રસ્તે આગળ ચાલ્યા. પેલા ગોવાળીઆ કંઇ તેમની સાથે ગયા નહિ, તેમને તો સર્પની ધાસ્તી તેવીજ લાગતી હતી. મહાત્માને જોતાંજ તે નાગ ફેણ માંડી તેમના અંગ પર ધસ્યો. મહાત્મા કંઇ મંત્ર બોલ્યા, એટલે તે સાપ છેક ગરીબ ને દીન થઇ તેમને પગે પડયો. ત્યારે મહાત્મા બોલ્યા,—

"ભાઇ તું જેને તેને હમેશાં ઉપદ્રવ કરે છે કેમ? હું તને એક નામ મંત્ર આપું છું તેનો એક સરખો જપ કર, એટલે ઇશ્વર પર તારી ભક્તિ બેસશે. છેવટે તને તેના દર્શન થશે, અને પારકાને પીડા કરવાનો જે સ્વભાવ પડી ગયો છે તેનો સમૂળો નાશ થશે." આવું બોલી તેમણે તે નાગના કાનમાં હળવેથી નામ મંત્ર કહ્યો. પછી ગુરૂને પગે મસ્તક મુકી તે નાગ બોલ્યો, "હું આ ઉપરાંત બીજું શું કરૂં તો મને મુક્તિ મળે." ગુરૂએ ઉત્તર આપ્યો, એ હરી નામનો જપ કર ને કોઇને પણ પીડા દેતો નહિ. કોઇ દિવસ હું ફરી આવીશ ને તારી સ્થિતિ જોઇશ. એમ બોલી સ્વામિ રસ્તે લાગ્યા.

નાગે તેમના કહ્યા પ્રમાણે ક્રમ શરૂ કીધો, ને થોડા દિવસ વીત્યા. ગોવાળીઆઓના દીઠામાં આવ્યું કે હવે આ સાપ કોઇને ઉપદ્રવ કરતો નથી. તેઓ તેને વખતે વખતે ઢેફાં મારે પણ તે ગરીબ ને નિરૂપદ્રવી દેખાય. એક દિવસે તે ગોવાળીઆઓના કોઇ છોકરાએ તેને ચીપીએથી પકડયો, ને તેને ગોળ ગોળ ફેરવી તેને બહુ વાર ખૂબ જોરથી પૃથ્વી પર પછાડયો. તે નાગ લોહી ઓકયો ને બેશુદ્ધ થઇ ગયો. તે જગાએથી તે ખસી પણ શક્યો નહિ. છોકરાઓને લાગ્યું કે તે મરી ગયો છે, એટલે તેઓ ત્યાંથી ચાલ્યા ગયા. રાત ઘણી વહી ગઇ ત્યારે નાગને ભાન આવવા લાગ્યું. ધીમે

ધીમે ને ઘણા કષ્ટે તે ઘસડાતો ઘસડાતો જેમ તેમ કરી પોતાના બીલમાં ગયો. આખા અંગના સાંધા વછૂટી ગયા હતા. થોડે દિવસે તો તેને માત્ર હાડકાં ને ચામડી રહી. એવી સ્થિતિમાં પુષ્કળ દિવસના દિવસ વહી ગયા ત્યારે ભક્ષ મેળવવાને કંઇ થોડું થોડું આમ તેમ ફરવાની તેનામાં શક્તિ આવી. ગોવાળીઆના છોકરાઓની ધાસ્તીથી તે ફક્ત રાત્રે બહાર નીકળતો. સ્વામિ તેને ગુરૂ ઉપદેશ દઇ ગયા ત્યારથી તેણે કોઇ પ્રાણીને ઇજા કરવાનું છોડી દીધું હતું. વનસ્પતિ વગેરે ખાઇને તે જેમતેમ પોતાનો નિર્વાહ કરતો.

હવે થોડા દિવસ થયા એટલે પેલા મહાત્મા પાછા તે રસ્તે આવ્યા. તેમણે તે નાગને પુષ્કળ શોધ્યો, પણ કશો પત્તો મળ્યો નહી. આખરે ગોવાળીઆના છોકરા બોલ્યા કે તે મરી ગયો. મહાત્માને તે ખરૂં લાગ્યું નહી, કારણ કે તે જાણતા હતા કે એના મુખમાં પરમેશ્વરનું નામ મેં બેસાડયું છે તેનું એવું દિવ્ય સામર્થ્ય છે કે તેનો જન્મ મરણનો ફાંસો છૂટયા વગર તેમજ તેને સાક્ષાત દેવ દર્શન થયા વગર મોત તેને ઝડપી શકેજ નહી. વળી તેણે આગળ શોધ કરવા માંડી અને તેનું નામ દઇને તેને હાંક મારવા માંડી. એટલે પેલો નાગ બીલમાંથી નીકળી આવ્યો ને ગુરૂના ચરણમાં નમ્ર થઇને પડયો. તે પછી તે બેનું નીચે પ્રમાણે ભાષણ થયું.

મહાત્મા—કેમ ભાઇ હવે તારો કારભાર કેમ ચાલે છે? સારો તો છે?

નાગ—ગુરૂ મહારાજ, ઇશ્વર કૃપાથી ઠીક ચાલે છે.

મહાત્મા—તારા શરીરના તો છેક હાડકાં નીકળ્યાં! તને શું થાય છે?

નાગ—ગુરૂજી તમારી આજ્ઞા થઇ ત્યારથી હું કોઇ જીવ વાળા પ્રાણીને ખાતો નથી કે પીડા દેવાનો પ્રયત્ન કરતો નથી. હું પાંદડાં વગેરે વનસ્પતિ ખાઇને રહું છું, તેથી હું પહેલાં કરતાં સુકાતો જાઉં એ સ્વભાવિક છે.

મહાત્મા—કેવળ ભક્ષના અંતરને લીધે તારી આ હાલત થઇ છે એ મને ખરૂં લાગતું નથી; એનું કારણ તો કંઇ બીજું હોવું જોઇએ. તુંજ થોડો વિચાર કર.

નાગ—હા હા, હવે મારા ધ્યાનમાં આવે છે. પેલા ગોવાળીઆના છોકરાએ મને ચીપીઆથી પકડી મારા કેવા બૂરા હાલ કીધા! મને બહુ વાર અને જોરથી ભોંયે પછાડયો. તે શું જાણે કે એથી હું બદલાઇને છેક આવો થઇ જઇશ? મેં કોઇને ડંસવાનું ને ઇજા કરવાનું મૂકી દીધું છે, તે તો શું જાણે?

મહાત્મા—બેટા બહુ લાંછનની વાત છે. જ્યારે તને મનમાં ન આવ્યું કે આપણા શત્રુના હાથથી આપણી દુર્દશા થતી હોય તે ચૂકાવી પોતાનું રક્ષણ કેમ કરવું! મેં તને એટલુંજ કહ્યું હતું કે કોઇ જીવતા પ્રાણીનો ઘાત ન કરવો, પણ જે તારો જીવ લેવા ઉલટયો તેને તારી દહેશત ઉપજાવવા તેં તેના અંગ પર ભયંકર ફૂત્કાર કેમ ન કર્યો? આત્મસંરક્ષણ માટે અપકારનો પ્રતિકાર કરવાનો ડોળ ઘાલવો યોગ્ય છે.

આમ બોલી તે મહાત્મા પોતાની કૃપાબળથી નાગના અંગને તથા તેની આસ્થાને સુદૃઢ કરી પોતાને માર્ગે ગયા.

## દોહરો.

છે આ માણસ જાતનો સાધારણ શુભ ધર્મ
ઇશ્વર આજ્ઞા સમજીને કરવાં સારાં કર્મ.
ઉઠી પ્રાતઃકાળમાં કરવું શુદ્ધ શરીર.
સરજનહાર સંભારવો સ્થિર મન રાખી વીર.
ભજવો સાચા ભાવથી કર્તા જગનો એક
સારા નિયમો પાળવા નહી તજવો શુભ ટેક.
સદાચરણ જે શીખવે સારા ગુણ ને જ્ઞાન,
એવા ગુરૂને આપણે મોટું દેવું માન.

માતપિતાનો મુગથી અધિક જોઇ ઉપકાર,
વચન પાળવું તેમનું એમાં પુણ્ય અપાર.
સ્મરણુ રાખવું સત્યનું ને કરવાં ઉત્તમ કામ,
સારૂં થાઓ સર્વનું એવું અંતર ધાર.

## સાખી.

ભક્તિ ભગત ભગવત ગુરૂ ચતુઃરૂપ વપુ એક
તાકો જે વંદન કરે નાસે વિઘ્ન અનેક.
સંત સંગતી કલ્પતરૂ સકલ કામના દેત
અમરતરૂપી વચન કહી તીન હુ તાપ હરી લેત.
આપા મેટી હરી ભજે તનમન તજે વિકાર
નિર્વેરી સબ જીવસું દાદુ યોમત સાર.
તુલસી પૂરવ પાપસે હરી ચર્ચા ન સોહાય
જૈસે જ્વર કે જોરસે ભોજનકી રૂચી જાય.

સમાપ્ત.

મુમુક્ષુસાર (હિન્દી ભાષામાં). મૂલ્ય. ૦—૮—૦
શિક્ષાપત્રિ. (ગુજરાતીમાં). કીંમત. ૦—૧—૦

મળવાનું ઠેકાણું—

સુરત.—સરકારી તાર આફીસ સામે ખાંગડ શેરીમાં,
દાદુપંથી મંદિર.

